# સતી કે ધુતારી.

દોહા.

તનયા સુત નમને સદા, સમરૂં વારંમવાર,
સાહ્ય કરો દુર્ગા સદા, કાઢો કલેશ વિકાર.

દોહરો.

સુક્ષમ કરો સગ પંથકા, ધરો ગ્રંથમેં ધ્યાંન,
સમરૂં માતા શારદા, સાહ્ય કરો શિવદાન.

## પ્રકરણ પહેલું.

## ઠાકોર માનસીંહ ને ખુબસુરત ધુતારી.

આશરે પંદરમા સઈકામા કાઠીયાવાડનો રજપુત ઠાકોર માનસીંહજી દુઃખના માર્યાં ને દુકાળનો વખત હોવાથી પરદેશમાં જઈને કોઈ દાતાર રાજાની પાસે અગર શુરવીર રાજાની પાસે પોતાનાં બહાદુરી ભર્યાં કામ કરી દેખાડી પોતાનો સ્વાર્થ સાધવા વીચાર થયો. માનસીંહજી ઘરધણી જાગીરદાર હતા. પોતાના દેશમા તેમની બહાદુરી, દાતારી. અને શુરવીરતાની નામના ઘણી સારી હતી. માનસીંહજીએ પરદેશ જવાની વાત પોતાનાં ઠકરાણીને કરી. ત્યારે ઠકરાણી બોલ્યા કે સ્વામીનાથ આપ પરદેશમાં જાવ તો મારા પ્રાણ જળ વીના

માછલી મરે તેમ થાય માટે મને સાથે રાખશો એવી આ દાસીની વીનંતી છે. હું પણ મારો રથ મારી ચંપાં નામની છોકરીથી તૈયાર કરી મારા નોકરો સાથે હું પણ આવીશ. ત્યારે માનસીંહ બોલ્યા કે પ્રિયા પરદેશની વાટ છે ત્યાં ઘણાં અરણ્ય આવે ને ઘણા જુલમી જાનવરોનો ત્રાસ પડે, ભુખ, તરસ વીગેરે દુ:ખ ભોગવવાં પડે માટે તમારૂં કામ નહિ. માટે તમો ઘરે રહો ને દરબારમાં સર્વે નોકર ચાકર ને ઢોર માલની દેખરેખ રાખજો. ને ગભરાશો નહિ આવોહીંમતભર્યો ઉપદેશ આપ્યો ત્યારે ઠકરાણી ઘરે રહેવા ખુશી બતાવી.

ઠકરાણી બોલ્યાં. સ્વામીનાથ ક્યારે પાછા પધારશો. તે મને જણાવવા દયા કરશો. ઠાકોર માનસીંહ બોલ્યા કે પ્રિયા પરદેશની વાટ છે. વળી કમાવા માટે જવું થાય છે. માટે માતાજી ઇષ્ટદેવી બોડીયાર જ્યારે પાછા લાવે ત્યારે આવશું. પણ આટલું માંનજો કે આવતી દશેરા હું ઘેર આવીને પુજાસ ને માતાજીનાં નીવેદ કરી આપણે આનંદથી આપણા બંને કુંવરો સાથે ને તમામ દરબારી નોકરો સાથે આનંદ લેશું. પછી દેવીની ઇચ્છા. પણ પ્રિયા મારા ગયા પછી તમારો ધર્મ સાચવજો. દુકાળનો વખત છે માટે આપણે આંગણે આવનાર મેમાનોની બરદાસી નોકરો સાથે સચવાવજો. ને નોકરોદ્વારા સારો બંદોબસ્ત રાખશો. પણ કુમારશ્રી તથા નાના કુમારશ્રીને પણ સાચવજો આટલું કહેતાં કુમાર વિજયસિંહ બોલી ઉઠ્યો કે પીતાશ્રી આપ આજ આખી રાત્રી મારાં માતુશ્રી સાથે વાતચાતમાં ગુમાવી હવે આપ સુઇ જાવ તો સારૂં, આપનું શરીર બગડશે વળી આપ સવારમાં મોડા જાગશો. આટલું કહીને રડી ગયા. ત્યારે માનસીંહ બોલ્યાં કે બેટા આજના દીવસની રાત્રી આનંદ સાથે તમારી તથા તમારાં માતુશ્રી સાથે વાતોમાં પસાર કરવી છે કારણ કે કોણ જાણે કાલે શું થશે, ત્યારે કુમાર વિજયસીંહ બોલ્યો કે કેમ પીતા કાલે શું થશે. કાલે એમ

થશે કે વિજયકુમાર પણ આપની સાથે આવશે, નાના બેટા આપ મારી સાથે આવો તો તમારાં માતુશ્રી થી કેમ રહેવાય. માટે એ વાત જવા દો આપનો વખત આવે આપ પણ તમારી મરદામી બહાદુરીની અજમાસ કરશો આ પ્રમાણે વાતોચીતો કરતાં દરેક પોતપોતાના હોલમાં જઇ સુતાં. ઠકરાણીએ ચંપાને બોલાવી ભાતુપોતુ કરવા માંડયું. જે સવરમાં વાર ન લાગે તુરત ચંપા આવી. સવાર થતાં તમામ ભાતુ તઇયાર કરી દીધું ત્યાં સુધીમાં સુવર્ણપ્રભાત જળકવા લાગ્યું. મરઘાએ બાંગ દીધી. કુકડુકુ બેચરાતુ એ પ્રમાણે ઉદયાચળ પરવતનો દરવાજો સાનાની કુંચીથી ઉઘાડતાં પ્રથવીમાં જળોળાટ અજવાળાનાં કીરણો છવાઇ જઇ સંતમહાત્મા અને ભકત પુરૂષો ને સંસારીઓ જાગી પોતપોતાની સેવાનું કામ કરવા લાગ્યા.

## પ્રકરણ ૨ જું.

### ઠાકોર માનસિંહ પરદેશ ગમન. કુમાર વિજયસીંહને વિયોગ

વાંચક મીત્રો સવાર થતાં માનસિંહ જાગ્યા. ઉઠી નારાયણ સ્મરણ કરતા. નોકરે દાતણપાણી લાવી આપ્યાં શૌચ કર્મ કરી ઇસ્ટ દેવી ખોડીયારની પુજામાં બેઠા ત્યાં સુધીમા વાળંદને બોલાવી. ગામના દરેક માણસોને કસુંબા પીવા માટે બોલાવવા હુકમ આપ્યો. ગામમાં દરેક માણસોને જેમ જેમ ખબર મળી તેમ તેમ માનસિંહજીની ડેલીએ ચીંસા નાખેલા ત્યાં બેસવા માટે ભેગા થયા ઠકરાણી શૌચકર્મમાંથી પરવારી દાળભાત કંસાર તૈયાર કરી રાખ્યા માનસીંહજી સેવામાંથી પરવારી ખોડીયારને વીનંતી કરી કે હે માજી તમારી સાહાતાથી હું આજે બહારગામ જાવું છું, માટે તમો પાંચ કદમ અગાળ રહેશો. ને દરેક કામમા મદદ કરશો. તેમ પ્રાર્થના કરી રહ્યા ત્યાં નોકરે આવી વીનંતી કરી કે બાપુ કસુંબો પીવા પધારો, ગામના તમામ માણસો આવી ગયા છે ને જમવાનું પણ તૈયાર થઇ ગયું છે. ઠાકોર બોલ્યા કે ભલે ચાલો.

## ડાયરો ને કસુંબો.

માનસીંહજી દરબારમાંથી ડેલીએ આવ્યા તમામ માણસોએ ઉભા થઈ માન આપ્યું. માનસીંહજી જઈ બેઠા કે દરેક માણસોએ રાંમ રાંમ કરી પોતપોતાની જગ્યાએ બેઠા કસુંબો ચાલુ થયો. ઠાકોરના દસોદી પણ હાજર હતા તેમને પ્રથમ કસુંબો પાવા માનસિંહજી બોલ્યા લ્યો બારીજી આપ કસુંબો મીઠો કરો. તે સાંભળી દસોદી ઉભા થઈ કસુંબો પીવા દરબાર પાસે ગયા ને રંગ દેવા લાગ્યા ને બોલ્યા.

### દોહા.

રંગ રંગીલાં ઠાકરાં આડી જાંભમરાં;
ભજ રાવણુરા ભજીયા, રંગ દશરથરા કુંવરાં.

કહી રંગ રૂડા ક્ષત્રીને રંગ રૂડા દાતારને રંગ માનસિંહ ઠાકોરને પછી કસુંબો પીધો. પછી માનસીંહજીને કવિએ પાયો, ને ત્યારબાદ તમામ રાવણાને કસુંબો પાયો ને ત્યારબાદ બારભંજણાં આપ્યાં તમામ માણસો દરબારને વીનવવા લાગ્યા કે બાપુ આપ શરીર સાચવજો, ને વેલા આવજો. ઘરની ફીકર કરશો નહિ, હમો જે કામ હશે તે કરી આપીશું. વગેરે કહી રૂપીયો એક એક ઘોળ કરી રામ રામ કરી પોતાને ઘેર ગયા.

### માનસિંહજીનો વિદાયગીરી.

### દોહા.

ચંગો માઢુલીહલીયો, ઉટે કસીયલભાર,
જીવશું તો આવશું, નરવર કોટ જુહાર.

માનસિંહજી ડેલીયેથી ઉઠીને રસોડે જમવા માટે પધાર્યા. ઠકરાણીએ થાળી પીરસી તૈયાર કરી માનસીંહજી આગળ પાટલા પર મુકી પોતાના પુત્ર સાથે જમવા લાગ્યા. દરબાર જમી રહ્યા. ચંપાએ

હાથ ધોવરાવ્યા. પાનસોપારી આપ્યાં ઠાકોર ડેલીયે આવ્યા પીરાંણી ઘોડી ઉપર સરંજામ કરવા નોકરને હુકમ કર્યો. પોતે કપડાં પહેર્યાં ને અફીણનું પોતુંપાણીનો પોટલીયો વગેરે જોઇતી ચીજો લઈ ખડીયો બંધ કરી કુચીયે કર્યા ને ઘોડી ઉપર સરંજામ સાથે પેક કર્યો પોતાની ઢાલ તરવાર ને લાંચે કરી ભમરીયો ભાલો હાથમાં લીધો. નોકરોને બંદોબસ્ત રાખવા ભલામણ કરી ને માતાજીનું નામ લઇ ઘોડીને દોરી ઝાંપે નીકળ્યા. વળાવવા માટે દરેક સારા સારા માણસો આવ્યા દરેકથી રાંમ રાંમ કરી રવાના થતા દસોંદીએ આવીને આશીષ આપી. બાપુ આપને માતાજી સાહ્ય કરશે. આપની દીર્ઘાયુષ કેતાં જય ખોડલ કરી પેગડામાં પગ દેતાંજ પીરાણી સમજી કે આપણે ઘણા દીવસનો ખોરાક મજરે આપવો. ધકમકાટ કરતાં રાંમ રાંમ કરી ચાલી નીકળ્યા જોતજોતામાં તો સ્વાર માલમ પડતો બંધ થયો. કુમાર વિજયસિંહ ને તમામ લોકો ગામમાં આવ્યા. ઠકરાણી પાસે આવતાં કુમાર ને માતાની આંખમાં વીયોગ આંસુ વહેવા લાગ્યા.

પ્રિય વાંચકો માનસિંહ ઠાકોરે ચાલવામાં ગુંથાયો. રાત પડે ત્યાં સારો આશ્રય મળે તેમ લાગે ત્યાં રહેવા લાગ્યા ને બાકીનો વખત ચાલવામાં ગુજારવા લાગ્યા. રસ્તામાં ઘણાં જંગલ આવવા લાગ્યાં ઘણે દુર ગામ હોય પાણીનું પણ જોઇતું સાધન ન મળે છતાં સુખ દુઃખ વેઠતાં પોતાનો દેશ છોડી ગુજરાતમાં પાટણ તરફ પહોંચ્યો. ગુજરાત દેશ નીહાળતો ને તીરથોના આશ્રમોમાં દરસન કરતો ચાલ્યો જાય છે ત્યાં આબુરાજના પહાડીપ્રદેશમાં પહોંચ્યો રાત્રીનો વખત છે શુરવીર રાજપુત એક વગ્યાના સુમારે પહાડના રસ્તામાં ચાલ્યો જાય છે તેવામાં એક નદી આવી ત્યાં પાણી વહેતું ચાલ્યું જાય છે. ત્યાં ઘોડી પાણી પીવા લાગી. પાણી પી રહ્યા બાદ આજુબાજુમાં

ઘાસ આવી રહેલું છે તે ચરવા લાગી. તેથી **માનસીંહજીને** એમ લાગ્યું કે ઘોડી ભુખી છે માટે લાવનીચે ઉતરી ને તેને પેટભર ઘાસ ચરવા દઉં તો પછી ચાલવામાં કામ સારૂં કરશે. તેમ ધારી લગામ ઉતારી દોરડું લાંબુ રાખી પીરાંણીને છુટી મુકી બેઠા, તેવામાં સિંહ આવ્યો ને પહાડમાંથી ઉતરવા લાગ્યો. **માનસીંહ** એકદમ સાવધ થઈ ગયો પીરાંણી જલદી ચાલ કેતાં ઘોડી હાજર થઈ. પાસે આવેલા ઝાડ પર ચડવા વીચાર કરતાં યાદ આવ્યું કે હું જો ઉપર ચડી જઈશ તો ઘોડીને સિંહ મારી નાંખશે માટે હવે થાય તેમ ખરૂં ઘોડી મારી જાય તો મારે જીવીને શું કામ છે. સ્વાર થઈ તલવાર હાલ તુરત ખુલ્લી કરી ત્યાં તો સીંહ આવી પહોંચ્યો ને પાણી પીવા લાગ્યો પાણી પીને પાછા ફરતાં ઘોડી સાથે સ્વાર જોયો. સીંહ નજીક આવ્યો. **માનસીંહજીની** સામો ધસ્યો જેવો સીંહ પંજાને. ધાવ કરવા જાય તેવામાં તલવારનો ઝાટકો મારતાં સીંહના બે ટુકડા કરી નાખ્યા. સીંહ નીચે પડયો **માનસીંહજી** ઘણા સુરભર્યો જંગલમાં ચાલતો થયો. પછી નીરભયપણે મુસાફરી કરતો ચાલ્યો જાય છે. આશ્રય મળે ત્યાં રોકાય વીશ્રાંતિ લેતો જાય છે ને પોતાનો વીકટ રસ્તો કાપતો જાય છે દેશમાંથી નીકળે બે માસ જેટલો વખત વીતી ગયો છે. **માનસિંહે** દીલ્હી તરફ જવાનો રસ્તો લેવા માંડયો. ને દીલ્લીના બાદશાહની પાસે નોકરી કરી બહાદુરી દેખાડી સારો પગાર ઇનામ મેળવવું એમ ધારી ચાલવા માંડયું રસ્તે ચાલતાં બે રસ્તા આવ્યા ત્યાં વીચાર કરવા લાગ્યો કે કોઇ માણસ મળે તો પુછીને ચાલું. પાસે વડના વૃક્ષની છાંય હતી ને બાજુમાં તળાવ હતું ત્યાં ઘોડીને પાણી પાઇ લગામ ઉતારી ચરવા મુકી કસુંબાની ખરલ કાઢી અફીણ કસુંબો કરવા લાગ્યા. કસુંબો પીને હુકો તૈયાર કરી પીવા માંડયો. તેવામાં રસ્તા ઉપર બે

ચાર માણસો નીકળ્યા તેમને માહીતી મેળવવા પુછ્યું કેમ ભાઇ મારે દીલ્હી જાવું છે માટે કીયો રસ્તો નજીક પડશે. તે સાંભળતાં મળેલા ભાઇઓએ જણાવ્યું કે એક ટુંકો રસ્તો છે તે પચાસ ગાઉનો રસ્તો નજીક છે. ને બીજો રસ્તો સો ગાઉનો છે. માટે સો ગાઉનો રસ્તો નીરભય છે ને પચાસ ગાઉનો રસ્તો નજીક છે પણ વચમાં ધુતારાનું શહેર છે ત્યાં ઘણા રાજા તથા સરદારોને તથા સદગ્રહસ્થ લોકોને ધુતાઇથી ધુતારા ધન્ય માલ હણી લે છે માટે આપને લાગે તેમ કરો. અમો તો વાત કરી દેખાડનાર છીએ પછી આપની ઇચ્છા.

## પ્રકરણ ૩ જું.

## માનસિંહજી ને ધુતારીની મુલાકાત.

વાંચક સહેરબાનો માનસીંહે ધુતારાના નગરને પાદર તલાવપર આવી. એક વડના વૃક્ષ નીચે મુકામ લેવા વીચાર કર્યો. તળાવમાં જઇ ઘોડીને ખુબ પાણી પાયું તથા પોતે પીધું. વડ નીચે આવી ઘોડા ઉપરથી ઘાસીયો નીચે નાખ્યો. ઘોડીને લાંબા સરકે પાલો ખાવા દીધો ઘાસીયો પર બેસી પાણીના પોટલીયામાંથી પાણી લઇ અફીણનો ડાબડો કહાડી તેમાંથી અફીણ લઇ ખરલની અંદર કસુંબો કરવા લાગ્યા. કસુંબો તઇયાર થઇ જતાં શ્રીધચલવાળને ચડાવી હસોદીના નામ પર રંગ દઇ કસુંબો પોતે પીધો. ઘોડીના પાવરામાંથી હુકો કાઢી પાણી નાંખી ચલમની અંદર તંબાકુ ગોઠવી લાકડાં સળગાવા વીચાર કરે છે તેવામાં ધુતારાનાં છોકરાં ચાર પાંચ આવ્યાં ને કહેવા લાગ્યાં કે દરબાર તમારે કયાં રહેવું તથા કેવા છો કયાંથી આવો છો ને કયાં જાવ છો આપનું નામ શું છે વગેરે પુછતાં માનસીંહ ઠાકોરે વીચાર કર્યો કે ધુતારાનાં છોકરાં હોશિયાર લાગે છે માટે મને ચલ-

મમાં દેવતા લાવી આપશો. પછી હું હુકો પીને અત્રેથી રવાના થાઉં. તેમ ધારી અગ્ની લાવવા છોકરાને પુછ્યું, તો ચાલાક છોકરાં કહેવા લાગ્યાં કે હા લાવો અમે લાવી આપીએ. માનસીંહે ચલમ ને ચીપીયો છોકરાંને આંપ્યો છોકરાં દોડતાં દોડતાં ઘર તરફ જતાં તેનાં માબાપ આંગણામાં બેઠેલાં હતાં તેમણે પુછ્યું. કેમ છોકરાઓ આ શું લાવ્યા. તો છોકરાંએ ઉપરની હકીકતથી ધુતારાને માહેતગાર કર્યાં ધુતારા રાજી થયા ચલમમાં દેવતા ભરાવી દરબારી પોશાક પહેરી કાકા દાદા સાથે ગામને પાદર માનસિંહ પાસે આવી રાંમ રાંમ કરવા લાગ્યા. દરેક મળીને બેઠા કસુંબો પીધો ખબર પુછી ને કહેવા લાગ્યા કે ઠાકોર આપ ઘણા કઠણ દીલના છો કારણ કે આપના પીતા કાસી-જીની યાત્રા કરવા આવ્યા ત્યારે આપની ઉમ્મર આશરે પાંચ વરસની હતી. તે વખતે મારી દીકરી ધુતારીનું લગ્ન આપની સાથે કર્યું હતું. તમારા પીતા પરણાવીને ચાલ્યા ગયા પછી અહિં આવ્યા નહિ ને બારોબાર તમારા દેશમાં ચાલ્યા ગયા છે તો અમારાં ભાગ્ય સારાં કે આજરોજ આપ આવ્યા. હવે મારાં બહેન યોગ ઉમ્મરનાં થયાં છે. માટે તેડીને જાવ ને ઘેર ચાલો તમને બારોબાર જવાં નહિ દઇએ. એમ કહીને માનસિંહને માયાની જાળમાં ફસાવ્યો.

માનસિંહ કહેવા લાગ્યા કે ભાઇ મારા પીતાએ મને પરણા-વેલો એ વાત હું જાણુતો નથી પણ સાચું હશે તો વળતાં આવીશ. હું હાલમાં દીલ્હી જાઉં છું આવીશ ત્યારે તમારાં બેનને તેડીને દેશમાં જઇશ. અત્યારે મારાથી અવાશે નહિં તેમ કહી સમજાવા લાગ્યો. પણ ધુતારાએ માન્યું નહિ. માનસિંહજી મનમાં સમજ્યો કે ધુતારા બડા ચાલાક હોય છે તે વાત સાચી ઠરી હવે ઇશ્વર બચાવે. કહેવત છે કે ધુતારા હોય સુલક્ષણા

### દોહા.

નમે નમેમે ફેર હે બોત નમે નાદાન,
દગલબાજ દોણા નમે ચીતા ચોર કમાન.

તે મુજબ થયું ઘણું સમજાવતાં માન્યું નહિ. **માનસીંહની** મેમાની માટે નગરમાં લઇ ગયા ઘોડી તબેલામાં બાંધી બંગલામાં ઉતારો આપ્યો **માનસિંહ** બંગલાપર ગયો. ઉપર જઇ જોતાં મહાન ભવ્ય ઇંદ્રભવન સમાન ઘણા ફરનીચર વાળું દેવલોક વસે તેવું જોઇ માનસિંહ દીંગમુઢ થઇ ગયો, અંદર ઉંચા પ્રકારના કબાટ તથા ગાદી તકીયા તથા હાંડી તકતા ઝુમરથી શણગારેલું છે. બાજુમાં હાથીપગો પલંગ જેની ઉપર સીમળાનું રૂ ભરેલું ઉપર મખમલનો ઓછાડ નાખેલો છે. **માનસિંહજી** પલંગપર બેસતા પહેલાં જેવી ભાલાની ટકર દેતાંજ પલંગની અંદર પાટી ભરેલી નહિ હોવાથીગાદલું અંદર જતાં ત્રણ માળના દાદર નીચે ભાલા બરછી રાખેલાં તે ઉપર જતાં ગાદલું પડયું જોતાંમાં **માનસિંહજી** ગભરાયા પણ ઇશ્વરે બચાવ્યો નીચેના માણસો વીચારવા લાગ્યા કે.આતો સાચો જમાઇ જણાય છે માટે છેતરાયો નહિ જાય હવે જમવા માટે રસોઇ બનાવો. તેમાં ઝેર દઇને મારો ને પછી તેનો દરેક માલ સામાન પચાવો. ઘરમાં એક બુઢા ને એક બુઢી ચાર છોકરાં ને એક ધુતારી જેવી સબ્જપરી હોય અગર ઇંદ્રના ઘરની પરી હોય તેવી રૂપાળી ઘણા રાજાને છેતરી લાખો રૂપીઆનો માલ ભેજો કરનાર ધુતારીની ઉમ્મર વરસ સત્તર અઢારની કાંમ કાંમ લોચના સમાન ધુતારી રસોઇ કરવા લાગી. જાતજાતની રસોઇ ભાતભાતનાં શાક, બનાવી અથાણાં, પાંપડ, રાઇતાં વગેરે તૈયાર કરી **માનસીંહની** મુલાકાતે જવા માટે ધુતારી નાહાઇ ધોઇ સુગંધીદાર તેલનાં મરદન કરી સારાં કપડાં સારાં ઘરેણાં પહેરી કાજળ આંજી

સેંથો પુરી સોળે શણગાર સજી જળની જારી ભરી થાળ લઇ માન-
સિંહની મુલાકાતે ચાલી નીકળી. બંગલા ઉપર ધમધમાટ કરતી ચાલી
તો માનસિંહ ઠાકોર ઘણા દીવસના પરીશ્રમથી થાકેલા સુગંધીદાર
મકાનમાં નીંદ્રાવશ થઇ ગયા છે થાળ લઇ જતી ધુતારીના પગનાં
ઝાંઝર ને સીડીના અવાજથી માનસીંહ જાગી ઉઠયા ને બાજુમાં
પોતાની તલવારને ભાલો પડયો છે ને ગાદી ઉપર તકીયાને પીઠ દઇ
પોતાનો હુકો પીવા લાગ્યો. ત્યાંતો જેમ ઉદીયાચળ માથે સુર્યનારાયણ
નીકળે ને અજવાળું થાય તેમ ઉજાસ થતાં ઠાકોર વીચારવા લાગ્યો
કે ધુતારી ઘણી રૂપાળી ને સુંદર જણાય છે તેવામાં ઉપર આવી
જમવાનો થાળ પાટલાપર મુકીને સ્વામીભાવથી માનસીંહજી પાસે
વારતાલાપ કરવા લાગી. પ્રાણનાથ આપ પાણિગ્રહણ કરી પધાર્યા
ત્યાર બાદ આજે પધાર્યા આપ કેટલા કઠણ દીલના ગણાવ. સારૂં થયું
કે આપ ઠામમકાર આવી ગયા ને હવે મારી યોવનાવસ્થા થઇ છે ત્યાં
તો ઇશ્વરે કૃપા કરી. સ્વામીનાથ હવે વીલંબ ન કરો આપને જમવાની
રસોઇ ઠરી જાય છે. લ્યો આ પીતદાનીમાં હાથ ધોઇ નાખો. હાથ
ધોવડાવી એક કબાટ ઉઘાડયું તો જેની અંદર ઉંચા પ્રકારના મદી-
રાના સીસાના પ્યાલા પડેલા છે તેમાંથી સોનાચાંદીની કુંકાવટી લાવીને
મુકી એક ગુલાબી રંગનો મીઠો દારૂ તેની બાટલી મુકી પ્યાલી ભરી
માનસિંહને આપી તો માનસિંહ વીચાર કરવા લાગ્યો કે આ રચના
મારા પ્રાણ લેવા માટે છે માટે તેને પાઇને પીવું તો ઠીક, પ્રીયા
આપની સાથે નાનપણમાં સરવે સંસ્કાર થયા છે તેથી અત્રે નવો
વહેવાર માનો માટે આપ પીને મને આપો. ધુતારી ઘણી ચાલાક હતી
ને મદીરામાં જહેર નહોતું તેથી ધુતારી પી ગઇ બીજી બાજુ સોનાની
કટોરીમાં માનસિંહને આપી. તો ઠાકોરને લાગ્યું કે આમાં કાંઇ દગો

નથી. માટે પીવામાં વાંધો નથી. પછી સામસામી મનવાર કરવા માંડી ને પીવા લાગ્યાં ચાર ચાર વારી લે ત્યાંતો ઘણોજ નીશો થઇ ગયો દારૂ બંધ કર્યો સ્વામીનાથ રસોઈ ઠરી જાય છે માટે જમવાની તઇયારી કરશોજી. માંનસિંહ ઠાકોર કહેવા લાગ્યા કે પ્રિયા પરણ્યાં ત્યારે કંસાર જમવાની યાદગીરી નથી તો આપ જમો ને મને જમાડો. ધુતારી સમજી કે ઠાકોર મને જમાડયા વીના રહેનાર નથી. માટે આ રસોઇ ઝેરની છે તો મારાથી કેમ ખવાય આતો પીટડીયા માટે છે. એમ ધારી છોકરીને બોલાવી ધમકી આપી. ને કહ્યું કે છોકરી આ રસોઇ તો ગોળના કંસારની છે. માટે જા પાછી લઇ જા. ને સાકરની રસોઈ લઇ જલદી આવ. કહેતાં દાસી આવી થાળ લઇ ગઇ તે નીચે ગઇ બીજી સારી રસોઇ પીરસી લઇ આવી હાજર કરી.

## પ્રકરણ ૪ થું.

## માનસીંહજીની ગીરફતારી ને ધુતારીને બોધ.

વાંચક મહેરબાનો ઠાકોર માનસિંહજી ને ધુતારી બંને જમવા લાગ્યાં. જમતાં જમતાં વારતાલાપ કરવા લાગ્યા સામસામા ભાવ આવવા લાગ્યા. થોડા ટાઇમમાં જમી પરવાર્યા હાથ ધોઈ પાન દાના રજુ કરી મુખવાસ લઇને ખુશબોદાર સુવાસીત મુખારવીંદ સામસામી વાતચીત કરવા લાગ્યાં. ધુતારીને એમ લાગ્યું કે આવા નર મને કોઈ મળ્યા નહિ ઠાકોરને પણ એમ લાગ્યું કે ધુતારી આટલો બધો પ્રેમ દરસાવે છે માટે જરૂર મારાં લગ્ન થયાં હશે વગેરે ભાવના બંધાતી જાય છે નીશામાં મસ્ત માનસીંહને ધુતારી કહેવા લાગી કે સ્વામીનાથ અંદર ઓરડામાં પલંગ છે ત્યાં ચાલો આરામથી રંગબોગ કરો આજનો દીવસ સંસારમાં ઘણો કામનો ગણાય છે તો શા

માટે ચુકવો જોઇએ. અંદરના હોલમાં છત્રપલંગપર જઇને બંને સુતાં ઠાકોરને નીદ્રાવશ કરવા માટે પંખો ચાલુ કર્યો. થોડી વાર થતાં તો રંગભોગ તો કયાં રહ્યા પણ નીદ્રાવશ થઈ ઠાકોર ધુતારીનો ભોગ થઈ પડયો. નીંદ્રામાં પડેલા માનસિંહની બાજુમાં ધુતારી કુદી પડી હીરની દોરી સોયાથી સુતેલા ગાદલાની સાથે મુસ્કેટાટ કરી દીધો. કાછડો વાળી કટાર લઈ છાતી ઉપર ચડી બેડી માનસિંહ જાગ્યો તો આ દશા છે, ધુતારી કહેવા લાગી કે ઠાકોર તમારા ઇષ્ટને યાદ કરો ને મરણને શરણ થાઓ. આ પ્રીયા આપનો પ્રાણ લેવા તૈયાર છે. છતાં ઠાકોરે ધીરજ રાખી ગંભીર બુદ્ધિથી જ્ઞાન પ્રચાર કર્યો. ને કહ્યું કે ધુતારી હું તને ધુતારીજ માનતો હતો પ્રીયા નહિ પણ તારા બુદ્ધિબળ ને અક્કલ હોંશિયારી જોઇ ત્રણ દેવ પ્રસન્ન થાય તેવું છે. પરંતુ મારો તારા પ્રત્યે સદબોધ છે કે તારી આટલી જીંદગી આવી દશામાં ગાળી અખૂટ માયા ભેગી કરી છે ને તારાં માતા પિતા ભાઇઓ ને તારા એક પાશેરીયા પેટને માટે ઘણા રાજા મહારાજા ને શેઠશાહુકાર સદગ્રહસ્થોના ધન. પ્રાણ લીધા છે તો આવા અપરાધનો બદલો ઇશ્વર તને કેવો આપશે તેનો વીચાર છે વળી આવા પાપકર્મનો ભાગ તારાં કુટુંબીઓ ભાગ લેશે કે નહિ તે પુછી આવ. પછી તારૂં કાર્ય કર. આવા બંધનમાંથી હું નાશી જવાનો નથી માટે તપાસ કરીને આવ ને પછી સુખેથી પ્રાણ હરી લેજે. આવાં હૃદય ભેદક અને જ્ઞાનદાયક વચનો સાંભળી તેનું હૃદય પીગળી ગયું ને એકદમ ઠાકોરની છાતી પરથી ઉતરી બંગલા નીચે ગઈ તો તેનાં માતા ને ભાઈ તેની વાટ જોઇ બેઠેલાં છે કે હમણાં ફતેહ કરી આવશે ને માનસીંહજીનો માલ પચાવીશું. તેમ વીચાર કરતાં હતાં તેવામાં ધુતારી તો વીકરાળ રૂપમાં જોઈ ને કહેવા લાગ્યાં કે કાં ફતેહ કરીને આવી

ત્યારે ધુતારી બોલી કે હા ફતે, પણ આવાં કાળાં કૃત્ય કરૂં તેનો લાભ તમો ભોગવો છો તેમ પાપનાં ભાગીદાર પણ થશોને. આવું સાંભળી ધુતારીનાં માતા પિતા ને કુટુંબી કહેવા લાગ્યાં કે બેન વાવે તે લણે ને ખોદે તે પડે તારે ખાવા જોઇતું નથી. માટે એમાં કાંઇ લેવા દેવા નહિ. તેમ કહેતાં તુરત ધુતારી ઉપર ચાલી ગઇ ને કટારથી રસી કાપી નાખી ખુશમીજાજથી હાંકાર સાથે પ્રતિજ્ઞા કરી કહેવા લાગી કે આપ મારા સાચા પ્રાણનાથ નહતા પણ હું કુંવારી છું માટે મારો સતકાર કરો ને આનંદ લ્યો. તે સાંભળી શુરવીર માનસીંહજી ખુશી થયો ને તેની સાથે આનંદ ભોગવ્યો.

## પ્રકરણ ૪ થું.

### ધુતારી સાથે ધનપ્રાપ્તિ.

વાંચક મીત્ર સમજવાનું કે પુરી લાગી પ્યાસ અમૃત આયા પાસ ઉસકો કૌન છોડેગા. ધુતારી કહેવા લાગી કે પ્રાણનાથ આપની નજરે જે સાહ્યબી જણાય છે તે મારી સંપાદન કરેલી છે. માટે હવે વાર કરો નહિ તૈયાર થાવ ને રમત સમેટી લઇ તમામ માલ કબજે કરીને પરોઢ થતાં આપણે ચાલ્યા જવાનું છે તે સાંભળી માનસિંહ બોલ્યો કે પ્રીયા આપ માહેતગાર છો માટે આપથી ઇચ્છા મુજબ કરો. ધુતારી સાવધ થઈ કુંચીયોનો ઝુંડો લઇ તમામ કબાટ ઉઘાડી હીરા, માણેક, મોતી, પોખરાજ, નીલમ, નાહાર તથા કુંદન ના દાગીના વગેરે હાથ કરી એક સાંઢણી ઉપાડે તેટલું વજન તઇયાર કરી એક મજબુત ગુણો તઇયાર કરીને માનસિંહને કહ્યું કે સ્વામીનાથ સામા ડેલામાં બે સાંઢણીયો છે તેમાં એક મન ને બીજી પવન છે. મનનો મન જેવો વેગ છે. ને પવનનો પવન જેવો વેગ

છે. પવનસાંઢ સુતરની દોરીયે બાંધ્યા છે અને મનસાંઢ હીરની દોરીયે બાંધી છે માટે મનસાંઢ લાવો. આ પાછલી બારીએ રસીથી ઉતરીને સાંઢ બારી પાસે રાખો જાવ ઝટ કરો સવાર થવા આવ્યું છે. માનસિંહ પાછલી બારીયે ઉતરી ડેલામાંથી સાંઢ લાવી હાજર કરી ઉપર આવ્યો. બંને જણાએ ગુણો ઉંહાવી સાંઢ ઉંપર નાંખી તંગ તાણીને મજબુત કર્યા. ધુતારી ને માનસિંહે મરદનો પોશાક પહેરી બંદુકો હાથમાં લઇ સાંઢપર સ્વાર થઇ ચાલતાં થયાં.

સવાર થતાં તો પચાસ સાઠ ગાઉ દુર સાંઢ રવાના થઇ ગઈ પણ એવી ભુલ થઈ ગઇ કે મનસાંઢને બદલે પવનસાંઢ લાવવામાં આવી. તેથી પાછળની ધાસ્તી પેદા થઈ કારણ કે પવનથી મોટું મન માટે મનસાંઢ આવી પહોંચશે માટે હવે બચવાનો ઇલાજ કરો નહિ તો મારા ચાર ભાઇ હમણાં આપણને આવી મળશે ને માલ લઈ જશે, ને આપણને જાનથી મારશે. માનસિંહ કહે ફીકર ન કરો હવે જે થયું તે ખરૂં પણ સામી બાજુ પુરાની વાવ છે ને ત્યાં છોકરાં ઢોર ચારે છે ત્યાં ચાલો. તેમ કહેતાં વાવ પાસે પહોંચ્યાં સાંઢણીને બેસાડી બાજુમાં છોકરાં રમતાં હતા તેમને બે રૂપીઆ સાકરના આપ્યા ને કહ્યું કે જો કોઇ સાંઢણીવાળા આવે તો કહેશો કે આ સાંઢણીવાળા સામી ઝાડીમાં નાસી ગયા છે ને ત્યાં સાંઢ જાય તેમ નથી. આટલું તમો કહી દેશો તો બીજા સાકરના રૂપીઆ દઇશું. તેમ કહી વાવની અંદર બેઠકોમાં ભરાઇ ગયાં.

## જાનાને ધુનવા જતાં પાતે ઠગાયેલા ધુતારા.

સવાર થતાં ધુતારી નીચે ન આવી ત્યારે દાસી ઉપર જઇ જુવે છે તો ખરૂં દેવાળું કાઢયું હોય અગર ચોર ચોરી કરી નાશી છુટેલા

ઘરના જેવો દેખાવ જોયો અંદર આમતેમ નકામી ચીજો પડી છે ને ને કબાટ બધાં ખુલ્લાં પડયાં છે તેથી દાસી બુમ પાડતી નાઠી ને નીચે જઈ જણાવ્યું કે આપણને ખરો ઠગ મળ્યો કે માલ સામાન ને ધુતારીને લઇ હાકોર ચાલ્યા ગયા. હવે મજા કરો. કુડના ડાઠીયા કપાળમાં વાગ્યા. દાસીનો સાદ સાંભળતાં ને ડેલામાં જોતાં પવનસાંઢ ગઇ છે ને મનસાંઢ રહી ગઇ છે માટે પીકર નહિ હરણાં સપડાવી પાડીએ છીએ કારણકે મનસાંઢ રહી ને સર્વ છે ચાર ભાઇ બંદુકો લઇ તૈયાર થયા ને મનસાંઢ લઇ પાછળ પડયા થોડા ટાઇમમાં ભેગા થઈ ગયા તો વાવડી ઉપર માલ સાથે ખાલી પવનસાંઢ બેઠી છે. બાજુમાં છોકરાં ઢોર ચારે છે તેમને પુછયું અલ્યા છોકરા આ સાંઢવાળા કયાં ગયા ત્યારે શીખવેલાં છોકરાંને શીખવ્યા મુજબ જવાબ દીધો. આવેલા ચાર ધુતારા સાંઢ નીચે ઉતરી સામી ઝાડીમાં દોડતા ચાલ્યા ગયા ત્યાંતો વાવમાં છુપાયેલ ધુતારી ને માનસિંહ એકદમ સાંઢ પાસે આવી પવનસાંઢનો સામાન મનસાંઢપર નાંખી ચાલતાં થયાં. કહેવત છે કે બગાસામાં સાકરનો ગાંગડો તેમ થયું. થોડે દુર જતાં ધુતારાએ વગડામાં જતાં સાંઢવાળાંને જોઈ પાછળ બંદુકોના ફેર કર્યા પણ માનસિંહને કાંઈ ઇજા ન થઇ નીરવીઘ્નપણે ચાલ્યાં ગયાં. ધુતારાં નીરાશ થઈ વાવ ઉપર આવ્યા તો પવનસાંઢ બેઠી છે તેના ઉપર સ્વાર થઇ પોતાને ગામ પહોંચ્યા. ને માતાપિતાને ખબર આપી દરેક વીમાસવા લાગ્યાં ને કહેવા લાગ્યાં કે ઘણા દહાડા ધુનીને માલ ભેજો કરેલો તે આજ ધુતારી સાથે માનસિંહ લઇ નાસી ચાલ્યો ગયો. કહેવત છે કે કીડી સંચે તેતર ખાય, ને પાપીનું ધન પ્રલય થાય. તેવું ધુતારાનું થયું. નારાજ થઇ ગએલા ધુતારા સદમાર્ગે ચાલવા લાગ્યા. ને પોતાનો નીરવાહ ગલાવા લાગ્યા.

# પ્રકરણ ૬ ઠું.

**મા**નસિંહ ઠાકોર મહા અરણ્યમાં ચાલ્યો જાય છે ઘણું ઘાટું જંગલ આવી રહ્યું છે ને રાત્રીનો વખત છે ઘણાં જંગલી પ્રાણિયો અવાજ આપી રહ્યાં છે તેમાં ધુતારીને ઘણી તરસ લાગી છે. પાણી માગવા લાગી. પાણીનો પોટલીયો પાસે હતો તેમાંથી પાણી પાયું. પાણી તરસના પ્રમાણમાં મળ્યું નહિ તેથી ધુતારી તરસે આકળવીકળ થવા લાગી. સ્વામીનાથ પાણી લાવો નહિ તો મારા પ્રાણ જશે. માનસિંહ કહેવા લાગ્યો કે પ્રિયા રાત્રીનો વખત છે જંગલ છે ઘણાં હીંસક પ્રાણિયો ગરજી રહ્યાં છે ને જંગલ ઘણું મોટું છે ને પાણી જણાતું નથી. હવે બેપહોર રાત્રી હશે માટે શાન્તિ રાખો હમણાં પાણીનું સ્થળ આવશે. તેવો દીલાસો આપ્યો. છતાં ધુતારીએ માન્યું નહિ. ને હઠ કરી પાણી માગવા લાગી. સ્વામી પાણી લાવો નહિ તો મારા પ્રાણ જશે. ત્યારે માનસિંહ નિરઉપાયે સાંઢ બેસાડીને નીચે ઉતર્યો, તલવાર હાથમાં લીધી, ને પાણીનો પોટલીઓ લઇ ધુતારીને કહ્યું કે આપ અત્રે રોકાશો હું હમણાં ગમે ત્યાંથી પાણી લઇ આવું છું. જો જો અહિંથી જતાં નહિ. નહિ તો ફરી આ જંગલમાં ભેગું થવાશે નહિ. આ દી તરફ સારસ તથા ટીટોડાં બોલે છે ત્યાં પાણી હશે હું જાઉં છું ત સાવધ રહેજો કહેતાં માનસિંહ ચાલતો થયો. રસ્તો ન હોવાથી તલ વારથી ઝરડાં કાંટા કાપતાં ઘણે દુર ગયો પણ કાંઇ પાણી મળ્યું ના તેમ તેમ આગળ ધપતો જાય છે ધુતારીને માનસિંહને દશ બાર કો જેટલું દુર થઇ ગયું તેવા અરસામાં એક તલાવ આવ્યું તેમાંથી માનસિં પાણીનો પોટલીયો ભર્યો ને આપ પીધું. ને પાછો વળ્યો રસ્તો ન મળવાથી જેમતેમ રસ્તો કાપતો હો ધુતારી પાણી હો ધુતારી પાણીન બુમ પાડતો ચાલ્યો આવે છે. ( અપૂર્ણ )

જુઓ ભાગ બીજો.